આપ પ્રત્યે આ આપેલી અનુક્રમણિકામાં કોલેરાનું વર્ણન કરવા ચાહું છું.

૯

## કોલેરા પર્યાય.

એટલે જુદી જુદી ભાષામાં જે જે નામથી કોલેરા ઓળખાય છે તે.

**કોલેરા**—વિષુચિકા, મહામારી, અકાળમૃત્યુ, કાગળીયું, નઠાઇ, માતાનુ, હૈજા, ડાક (પંજાબી) ઇત્યાદિ.

**કોલેરાની વ્યાખ્યા**—કોલેરા એ સખત ખાસ જડતો રોગ છે.

તેના મુખ્ય લક્ષણો—પેહેલાં તો આ રોગ જેને લાગવાનો હોય છે તેને થોડી બેચેની થાય છે. પછી સુકી ઓકારી યા ઉબકા થાયછે. જાથુ ઉલટી, ચુંક સહિત અગર રહિત પાણીના ઝાડા, થોડો થોડો પેસાબ અગર તદન પેસાબનું પેદા થવું બંધ પડવું, પુષ્કળ પસીનો અને શરિરની તદન નિર્બળતા, હાથ પગની કરચોળીઓ, આંખમાં કુવાનું પડવું, ચેહેરામાં ચિંતા અને હાથ પગ અને જાંગના ગોટલા, સ્વાસમાં ગભરાટ અને તેની રૂંધણ.

નાડી—ઉતાવળી, નાની અને આંગળીથી દબાવ્યાથી બંધ પડતી લાગે છે.

અવાજ—ખોખરો, અને કોઇક વખતે તદન બેઠેલો હોય છે.

શરિરની ગરમી જલદીથી જતી રહે છે એટલે શીત આવે છે, થ પગ તદન ઠંડા અને શીતલ, અને પછી તે દરદીને ઝોખો આવે છે.

## કોલેરા ક્યાં ક્યાં અને ક્યારે પેહેલો દેખાયો તેનો ઇતિહાસ.

પેહેલ વેહેલો ક્યારે અને ક્યાં આ ઘાતકી રોગે દેખાવ દીધો તે ખાત્રીથી કેહેવું એ મુષ્કેલ છે તે છતાં યત્ન કર્યાથી એમ

માલમ પડયું છે કે તે રોગ અસલથી ચાલુ છે તેનું કારણ કે આ-ર્યાવર્તના, અરબસ્થાન, અને ચીનદેશના વૈદકશાસ્ત્રના પુસ્તકમાં તેના લેખ માલમ પડે છે તેમજ યુરોપખંડમાં ગ્રીક અને રોમન લોકોના ઔષધશાસ્ત્રમાં તેનું વર્ણન માલમ પડે છે.

પ્રોફેસર હર્ષ—લખે છે કે કોલેરા ૧૦૩૧ માં હિંદુસ્થાન, ઈ-રાન અને કોન્સ્ટેન્ટિનોપલમાં ફેલાયો હતો. પણ દા. મેકનેમારા લખે છે કે ૧૬૭૯ સુધી આ રોગે યુરોપખંડમાં દેખાવ દીધો નહોતો.

પરંતુ હિંદુસ્થાનમાં ૧૫૦૩ ની સાલમાં ઉપર કહેલા સર્વે લ-ક્ષણવાલો રોગ થયાનો રિપોર્ટ માલમ પડે છે. પછી તે રોગ ૧૭૭૦ માં આરકોટની અંબુવેલીમાં ચાલતો હતો.

૧૭૭૧ થી તે ૧૭૮૩માં ત્રાવણકોર, ગંજામ, કોરોમંડળ, કલક-ત્તા તરફ વધીને તે હરદ્વારમાં ફાટયો કે જેમાં આ રોગે ૨૦૦૦૦ જાત્રાળુ લોકોનો ભોગ લીધો. પછી તે લંકા તરફ ગયો. ને ત્યારપછી દરેક વર્ષે આ રોગ થોડો ઘણો સર્વે દેશમાં દેખાયો છે. સને ૧૮૦૯ થી ૧૮૧૭ સુધીમાં જુદા જુદા દેશોમાં ખરા કોલેરાતરીકે દેખાયો છે. અને આ વખતે આ રોગચાળો દેખાવાથી આ રો-ગની શોધ કરવા તરફ લોકોનું મન ખેંચાયું હતું.

૧૮૧૭ ના ઑગસ્ટ મહીનામાં બંગાળા ઇલાકામાંના જેસોર ગામ પાસે કોલેરા ફાટી નિકલ્યો ત્યારે લોકોનાં મનમાં તેના બાબતમાં વહેમ આવ્યા અને બહુ બહુ વાતો ચલાવી અને ત્રણ મહ નામાં કલકત્તા, ડાકા. મોઇમેનસીંગ, જેસોર, ચીતગોંગ, ઇ૦ શેહેરોનો ભોગ લીધો પછી બીહાર, ઓરીસા તરફ ફેલાયો પછ વધીને બુંદેલખંડમાં દાખલ થયો. હવે જ્યારે ત્યારે કલકત્તા, મુ અને મદ્રાસ ઈલાકામાં દરેક વર્ષે તેના રિપોર્ટ આવે છે અને વેપાર ને લીધે લોકોનો સંબંધ વધવાથી અને બગડેલી હવા તે જેહેર લઇ

જવાથી આ રોગ ફેલાવા માંડયો છે. ૧૮૧૯ થી સાલથી હિંદુસ્તાનના પૂર્વ અને પશ્ચિમ કિનારાના દેશોમાં આ નિર્દય રોગ હજારો અમુલ્ય પ્રાણુનો ભોગ લે છે અને મુખ્યત્વે કરીને લોઅર બંગાલ આ રોગનું ઘર છે એમ દા. મેકફરસન માને છે.

સને ૧૮૨૦ માં ઈંગ્રેજ સરકારે હિંદુસ્થાનથી અરબસ્તાનમાં એક વહાણ મોકલ્યું. તે આમોન બંદર આવ્યું એટલે તે રોગ ફાટી નિકળવાનો રીપોર્ટ આવ્યો અને પછી તે ઈરાનના અખાત તરફ અને બસરામાં ફાટી નિકળ્યો. ને પછી તે એસ્ટ્રાખાન તરફથી રશીઆ તરફ ગયો ને રશીઅન સરકારે તેને અટકાવવા સારૂ સારી તજવીજ કરી તેનાથી તે વધી શકયો નહી.

૧૮૧૭ ના રોગચાળાનું ફેલાવું.

ઈંગ્રેજ સરકારનું વહાણુ ૧૮૨૦ માં સીયામની રાજધાની બેંકોક શેહેરમાં ગયું ને આ રોગે તે દેશનું નીકંદન કાઢયું પછી તે વખતે મેલેકા, પીનાંગ, સીંગાપુર, અને જાવામાં તે ફેલાયો. આ બધે ઠેકાણે વેપારના સંબંધથી તે વધી પડયો. પછી તે ચીન, રૂશીઆ, ચલોસી, ચનતુંગ, પેકીન અને પછી ચીનદેશની જગ જાહેર અને દુનીઆના સાત ચમત્કારમાં જણાએલી મોટી દીવાલ ઓળંગી રૂશીઆના મુલકમાં તેણે પગ પેસારો કર્યો.

સને ૧૮૧૯ માં દક્ષીણ હિંદુસ્થાન તરફથી સીલોન ગયો અને તે વખતે ટ્રીકોમાલીથી એક વહાણુ આ રોગવાળા સદીન મોરીશીયસ ગયું ત્યાં તે રોગે હુમલો કર્યો. તે પછો તે આફ્રિકાના પૂર્વ કિનારા તરફ ફેલાયો.

૧૮૧૭ થી ૧૮૨૧માં આ રોગ બંગાલમાંજ રહ્યો. પછી તે ૧૮૨૬ માં મુંબાઇ ઇલાકામાં, સિંધ, પંજાબ, પછી બીજે વર્ષે તે કાબુલ, હીરાત, અને ખીવ તરફ ફેલાયો.

૧૮૨૯ ના અગસ્ટની ૨૬મીએ રૂશીઆની સરહદના ઓરેન-બર્ગ ગામમાં વેપારીઓ આ રોગ લઈ આવ્યા અને યુરોપખંડમાં આ રોગે પોતાની આ પેહેલવેહેલી રાજધાની સ્થાપી. અને પછી રૂશીઆ અને આશપાસના દેશોમાં ૧૮૩૦માં આ રોગ ચાલ્યો.

હવે હિંદુસ્થાન તરફથી યુરોપ થઈ અમેરિકામાં કોલેરાના રોગે કેવી રીતે પ્રવેશ કર્યો તે ટુંકમાં જણાવું છું.

આરેબીઆ અને ઇરાનમાં આ રોગ ચાલતો હતો તે વખતે તે નોવગોરોડ અને મોસ્કોમાં ફેલાયો પછી કાન્સ્ટેન્ટીનોપલ, સેંન્ટપીટર્સ બર્ગ, (૧૮૩૧) પછી વીએના, બરલીન, હંગેરી બોહીમોઆ અને જર્મનીમાં દાખલ થયો. ૧૮૩૧માં સુંદરલેન્ડ, ન્યુકેસ્ટલ, એડીનબરો અને લંડનમાં ચાલ્યો.

૧૮૩૨ માં પારિસ થઈ આયરલેન્ડ, અને પછી ઈંગ્લંડ; ૧૮૩૨માં કોલેરાના રોગવાળું વહાણુ ડબલીનથી કવીબેક ગયું અને અમેરિકામાં અહિયાંથી શરૂઆત થઈ અને ૧૮૩૨ના જુન મહીનામાં ક્વીબેકથી ન્યુયોર્ક અને ફીલાડેલફીઆ, અને પછીથી તે સાલના અંત પહેલાં આખા યુનાઇટેડ સ્ટેઇટસમાં ફેલાયો

વળી યુરોપના પશ્ચિમ ભાગમાં એટલે ( સ્પેઇન અને પોરટુગલમાં ) કેમ ફેલાયો તેનો જરા વિચાર કરીએ.

૧૮૩૨ ના ડિસેમ્બરની ૨૫ મી તારીખે વેપારીઓનું વહાણુ ઈંગલન્ડથી પોરટુગલની રાજધાનીનું શેહેર ઓપોરટો આવ્યું કે જે વહાણમાં કોલેરાના રોગીઓ ઘણા મરી ગયા હતા.

આ વહાણમાં કોલેરાના રોગીઓ આવ્યા તેથી પોરટુગલમાં રોગ ફાટી નિકળ્યો.

આ વખતે સ્પેઇનના રાજ્યમાં એવો હુકમ કાઢગો હતો કે આ રોગવાળો કોઈ પણ માણસ કવેરેનટાઇનમાં રહ્યા વગર આવશે

અને રાજ કાયદાનો ભંગ કરશે તો તેને મારી નાંખવામાં આવશે. આવો સખત કાયદો કાઢવા છતાં પણ ૧૮૩૩ થી ૧૮ ૪ની સાલમાં કોલેરાએ સ્પેઇનનો મોટો ભોગ લીધો. પછી તે વેનીસ, ટ્રસ્ટીએ અને નેપલ્સ અને ૧૮૩૬માં રોમ, ૧૮૩૭માં માલટા, અને ગોઆમાં ફેલાયો. ૧૮૩૩–૩૪ માં મલબાર તરફ આરોગ બહુજ જોરમાં ચાલતો હતો ત્યાંથી તેણે આફ્રિકામાં પ્રવેશ કર્યો.

હવે આ રોગ કયા કયા દેશોમાં વખતો વખત દેખાયો તે વિષે..

૧૮૪૦ લોઅર બંગાલ, સીંગાપોર,

૧૮૪૨ ચીન, બરમા.

૧૮૪૪–૪૫ સેંટ્રલઈન્ડીઆ, કાબુલ, ઈરાન.

૧૮૪૭ કોન્સ્ટેન્ટિનોપલ.

૧૮૪૮–૪૯ ઓસ્ટ્રીઆ, ટરકી, રૂશીઆ, જરમની, ઈંગલંડ, અને અમેરિકામાં ન્યુયોર્ક, ન્યુઓરલીઅન્સ, અને કેનેડા.

૧૮૫૦ ઈજીપ્ત, આફ્રીકાના ઉત્તર તરફના બંદરો, મેક્સીકો, કેલીફોરનીઆ.

૧૮૫૫–૫૬ હીન્દુસ્થાનમાં થઈ ઈરાન, આરેબીઆ ને આફ્રિકા.

૧૮૬૦–૬૧ પંજાબ.

૧૮૬૨ ચીન.

૧૮૬૩–૬૬ બંગાલ, મુંબાઈ, આરેબીઆ, આફ્રિકા, યુરોપ અને તેમાં મુખ્યત્વે કરીને ઈટાલી, ફ્રાન્સ, સ્પેઈન અને પોરટુગલ, પછી વેસ્ટ ઇન્ડીઝ. અને અમેરિકા.

૧૮૭૧–૭૨ એશિયા માઈનર, ઓસ્ટ્રીઆ, હંગેરી

૧૮૭૩ કલકત્તેથી અમેરિકા ગયો અને ત્યાં તેણે મોટો ભોગ લીધો.

૧૮૮૩ ઇજીપ્ત.
૧૮૫૧ હેમબર્ગ.

### કોલેરા પેદા થવાનાં કારણો.

ગૃહસ્થો.

હવે આપણે વિચાર કરવાનો એ રહ્યો કે આ નિર્દય રોગ કે જેણે આખી દુનિયા ઘેરી લીધી તે એકજ જગ્યામાં પેદા થઈ દુનિયાના ઉપર ફેલાયો હશે અથવા તો જે જે દેશોમાં તેણે દેખાવ દીધો ત્યાં ત્યાં તે નવોજ ઉત્પન્ન થયો હશે ? આ વિષે ઘણોજ મત-ભેદ છે પરંતુ એટલું તો ખાત્રિથી જણાય છે કે હિંદુસ્થાનમાં તેનો પેહેલો જન્મ થયો ને ત્યાં તે થોડા વરસ ઉડતા રોગ તરીકે રહીને પછી તે જાથુનો રોગ થઈ રહ્યો. બીજા દેશોમાં તે રોગ જ્યારે જ્યારે રોગચાળા તરીકે ફાટી નિકળ્યો ત્યાર પછી તે ત્યાં પોતાનું ઘર કરી રહ્યો નથી.

આ ઉપરથી એમ ખુલ્લિ રીતે માલમ પડે છે કે આ રોગનું મૂળ અમુક રોગવાળી જગ્યા સાથે સંબંધ રાખે છે, અને જ્યારે જ્યારે તે મૂળને અનુકુળ કારણો મળ્યાં છે ત્યારે ત્યારે જુદી જુદી દિશાઓમાં પોતાનો જલદિ પ્રવેશ તેણે કર્યો છે.

વળી એમ પણ માલમ પડે છે કે જે દેશમાં રોગ નહિ હતો તે દેશમાં બીજા રોગી દેશનો સંબંધ થવાથી તે દેશને આ રોગ લાગુ પડયો છે.

પરંતુ ૧૮૮૩ નો રોગચાળો જે ઇજીપ્તમાં ચાલ્યો તેની તપાસ કરતાં એમ માલમ પડેછે કે હિંદુસ્થાનમાંથી તે રોગ આવ્યો ન-હોતો પરંતુ ઇજીપ્તમાંજ નવો પેદા થયો હતો.

કોલેરા એ સખ્ત અને ખાસ ઉડતો રોગ છે. એનું ખાસ ઝેહેર શું છે તેના વિષે જુદા જુદા મત પડેલા છે. તેમાંના મુખ્ય નિચે પ્રમાણે છે.—

૧. દા. જોનસન લખે છે કે લોહી ઝેહેરી થાય છે.

૨. દા. ઐયર્સ અને સ્નો—કહેછે કે પીવાના પાણીમાં ઝેર થાય છે.

૩. દા. બડ, ફેર અને બીજા લખે છે કે એક જાતનો વ-નસ્પતિ વર્ગનો જીવડો થાય છે.

૪. પ્રોફેસર પેટનકોફર લખેછે કે ભિનાશવાળી જગ્યા કારણભૂતછે

૫. દા. મેકનેમારાનો મત એવો છે કે કોલેરાનો જીવડો વી-બ્રીયોનામનો છે.

૬. દા. કોકનો મત એવો છે કે કોલેરાનો જીવડો બેસીલસ નામનો છે.

હવે દા. મેકનેમારા અને કોકનો આધુનિક મત વધારે માન-વામાં આવે છે. અને તે લખે છે કે ઉલટી અને ઝાહડામાં તે ઝેહેરના જીવડા હોય છે, ને તે ઉડી લાગુ પડે છે. પરંતુ તેમાં શક ઉત્પન્ન થાય છે. કારણ કે રોગીની માવજત કરતી વખતે હમાલો અને આયાઓને તેમજ મેહતરોને તે રોગ વધારે લાગુ પડવાનો સંભવ છતાં લાગુ પડતો નથી. તેમજ ૧૮૯૧ ના હેમબર્ગના "કો-લેરાના રોગચાળા વખતે **કોલેરાના જીવડા** દા. પેટનકૉફર ને બીજા છ જણા ખાઇ ગયા તો પણ તેમને તે રોગ લાગ્યો નહી અને કોઇ પણ તરેહની પરેહજી પાળી નહી તે છતાં પણ તબીયત સારી રહી અને કોલેરા લાગ્યો નહી.

કોલેરા લાગુ પડવાને વાસ્તે ખાસ ત્રણ ચીજની જરૂર છે.

૧ બેસીલસ નામનો કોલેરાના જંતુઓ જોઇએ.

૨ જમીનની તેમજ કોઇ જગ્યાની રોગી હાલત જોઇએ.

૩ રોગ લાગુ પડે તેવી શરીરની હાલત જોઇએ.

આ ત્રણે ચીજમાંથી એક પણ ચીજ ખુટતી હોય અગર

ગેર હાજર હોય તો કોલેરાનો રોગ કોઇને લાગવાનો નથી તેવો છેલ્લો વિદ્વાન દાક્તરોનો મત છે. કોલેરાનો રોગ કોઇ વખતે માનસિક ધારતીથી થઇ આવે છે. માટે મનમાં કોઇ પણ જાતની બીહીક રાખવી નહી કારણ કે માનસિક વિચારોથી નહી ધારેલા અને નહી થવાના રોગ થઇ આવે છે. તો પણ એટલું તો સિદ્ધ થયું છે આ રોગ ઉડતો છે. શરિરમાં આ ઝેહેર દાખલ થયા પછી તે ૨૪ કલાકથી તે ત્રણ દિવસમાં પોતાનું જોર બતાવેછે. એક વખત કોલેરા થયો પછી બીજી વખતે નહિ થાય તેમ પણ ખાત્રિ નથી. અને અમુક દિવસ સુધી તે રોગ દરદીઓમાં રહે છે.

**કોલેરાનું ઝેહેર હવે કેમ વધવા પામે છે તેના વિષે.**

એક માણસથી બીજા માણસને તે રોગ ચઢે છે પરંતુ તે કાંઈ તેને અડવાથી ચઢતો નથી. તેનો ફેલાવો નિચે પ્રમાણે થાયછે.

૧. રોજગાર, વેપાર, જાત્રા, અને મુસાફરી.

૨. જે દેશમાં આ રોગ ચાલતો હોય તે દેશની હવા બગડવાથી તે પવનની દિશા મારફતે બીજા દેશમાં ઝેહેર જાયછે.

૩. પીવાનું પાણી અને દુધ તેમાં મુખ્યત્વે કરીને પીવાનું પાણી છે. એટલે કે રોગચાળો જ્યાં ચાલતો હોય તે દેશની જમીનમાં થઇને તે દેશનું પાણી બીજા નિરોગી દેશના પાણીના કુવાંમાં અગર નદીઓમાં ઝરણ તરીકે આવવાથી પાણી ઝહેરી થાય છે અને તેવું પાણી પીધાથી તે રોગ લાગુ પડેછે.

૪. દર્દીની વાપરેલી વસ્તુ જેવી કે સુવાની પથારીઓ, પેહેરવાનાં કપડાં વિગેરેની મારફતે તે રોગ ચઢે છે.

૫. હાલમાં એટલુંજ માનવામાં આવે છે કે આ ઝેહેર પીવાને રસ્તે, સ્વાસને રસ્તે, અથવા તો ત્વચા મારફતે શરિરમાં પ્રવેશ થવાથી લાગુ પડે છે.

## આ રોગ કોને અને ક્યારે લાગુ પડવાનો સંભવ છે તે વિષે.

૧. બધી ઉમરવાળાઓને, બન્ને જાતીને, તેમજ નવા જન્મેલા બચ્ચાંઓને આ રોગ ચઢે છે.

૨. કેટલાકને જરા ઝહાડો થયો હોયછે તેને કોલેરા થવા સંભવછે

૩. કેટલાંક શરીર એવાં હોય છે કે તેને હરકોઈ રોગ લાગુ પડે છે.

૪. ખરાબ હવામાં રહેનારને, ઘણી ગાઢી, ભિનાશવાળી જગ્યામાં રહેનારને, બંધ અને વગર હવા સાઈ જગ્યામાં રહેનારને, અમિતાહારીને, ગંદાને, અને બગડેલા પાણી પીનારને રોગ લાગવાનો વધારે સંભવ છે.

### બંગાલામાં

જ્યારે ભરતી આવીને ઉતરી જાય છે તે વખતે પાણીના કુવા બગડી જાય છે તેથી બંગાલના મુલકમાં વરસમાં બે વખત આ રોગ આગો ફાટી નિકળેછે. વળી તેમજ ગંદી આદતોમાં રેહેવાથી તેમજ ભીડવાળી જગ્યાઓમાં રહેવાથી રોગ લાગુ પડે છે. જેમકે દરેક વર્ષે જાત્રાઓ, મેળાઓ જ્યાં જમાં થાય છે ત્યાં ત્યાં રોગ ફાટી નિકળે છે. અને આવા મેળાઓમાં એકઠા થયેલાં માણુસો બીજા રોગ કરતાં કોલેરાના રોગથી વધારે મરે છે એ સર્વેને માહિત છે.

૫. રોગવાળા દેશમાં નવા આવનાર માણુસને તે રોગ વધારે લાગુ પડવાનો સંભવ છે.

૬. થાકથી અને અર્કાદિ સેવનથી તેમજ ઉજાગરા ને અતિ વિષયાદિથી થાકી ગયેલાને રોગ લાગવાનો વધારે સંભવ છે.

૭. ૪૦ ડીગ્રી ફેરનહાઈટની નિચે અને ૨૧૨ ની ઉપર ગરમી હોય તો આ ઝેહેર વધારે ઉગતું નથી. પરંતુ જો ૮૦ થી ૯

ડીગરી તાપ હોય તો તે વખતે આ ઝેહેરના જીવડા તનમનની વધારે મેહેનતથી થાકી ગયેલાને, દુઃખી સ્થિતિવાળાને, ચીન્તાતુરને આ રેગ વધારે જલદીથી લાગુ પડવાનો સંભવ છે.

## હવે આ ઝેરના જીવડા હોયછે તે વખતે તેમાં વધારો કયા કયા કારણો કરે છે તે વિષે.

તમારા અનુભવમાં આવ્યું હશે કે જ્યારે એક શેહેરમાં રેગચાળો ચાલે છે તે વખતે તે શેહેરના અમુક અમુક ભાગમાં એ રેગ વધારે સાંભળવામાં આવે છે તેના શા કારણ હશે વારૂં ! સાધારણ રીતે બોલતાં એમ કેહેવું પડે છે કે અયોગ્ય અને ગંદુ ખાનપાન, કોહી જતાં શાકભાજી, કાચાં અને કોહી જતાં ફળ, સારી રીતે નહી અને અધકચરો રંધાયેલો ખોરાક, સડેલું માંસ અને માંછલીઓનો ખોરાક ખાધાથી આ રેગ અમુક લત્તાઓમાં વધારે ચાલે છે.

ગરીબ લોકોને ખોરાકના સાધન નહિ હોવાથી હલકો, ગંધાતો, અને કોહી જતી ખોરાકની ચીજો ખરીદી ખાવી પડે છે ને તેથી તેમને આ રેગ જલદીથી લાગુ પડેછે.

અમિતાહારી મધપાન અને ખાનપાન, સારો યોગ્ય અને શરિરની સુખાકારીને જોઇતો ખોરાક નહિ મળવાથી તેમજ ઉજાગરા, ચિન્તા અને ઉપવાસથી આ રેગ શરિરમાં છાનો હોય છે તો તેને બહાર પડવાનો સંભવ છે.

## રેગના લક્ષણો ( તપસિલમાં ).

આ ધાતકી રેગના લક્ષણો રફતે રફતે ઉત્પન્ન થાય છે અને તેથી કરીને તે રેગના ચાર દરજ્જા પાડેલા છે.

૧. હુમલો ( કેટલાક ગ્રંથકારો પેહેલા અને બીજા દરજ્જાને પેહેલોજ દરજ્જો કેહે છે. )

૨. રોગનું ઉગી નિકળી બહાર પડવું.

૩. ઝોખો આવવો.

૪. રોગમાંથી બચી જવું.

**રોગ લાગુ પડવાનો દરજ્જો (હુમલો)** આ રોગનું ઝેર શરિરમાં કોઇપણ રસ્તેથી પ્રવેશ થયા પછી તે રોગ શરિરમાં ૧૨ કલાકથી તે ૩ દિવસ સુધી ગુપ્ત રહી શરિર ઉપર હુમલો કરવા પોતાની જીવડા રૂપી ફોજ તૈયાર કરેછે. ગુપ્ત રીતે લાગુ પડીને જાહેર રીતે હુમલો કેમ કરે છે તેનો કાંઇ ભેદ ખોળી શકાતો નથી તે છતાં પણ ગુપ્ત સ્થિતિમાં જેને રોગ લાગવાનો સંભવ છે તેને બેચેની રહે છે, થાકી ગયેલો લાગેછે, તનમનની મહેનત ગમતી નથી શરીર તોડાતું લાગવાથી પડી રહેવા માગેછે ને દિલગિરીમાં રહેછે. ચકરી આવે છે. કાનમાં અવાજ થાય છે, માંથુ ભારી લાગે છે, અને ઘણી વખતે માંથાનો દુખાવો થાય છે. પછી તે રોગનાં ખરાં ચીન્હ બાહાર પડે છે. ઝાડો થવા માંડે છે. તે ઝાડો થોડા કલાકથી માંડીને તે થોડા દિવસ સુધી રહે છે અને પછી કાલેરાનો હુમલો થઈ આવે છે.

આ વખતે ઝાહુડા અડધા પાતળા અગર પાણીવાલા થાયછે. ૨૪ કલાકમાં ૩ થી ૪ અગર વધારે, ચુંક સહીત અગર રહીત ઝાડા થાય છે.

ભુખ મંદ પડે છે. જીભ ચોખ્ખી અને અમીવાળી હોય છે. ઉબકો અગર ઉલટી થવા માંડે છે. કોઈ કોઈ વખતે જુલાબ લાગતા પેહેલાં સખત ઉલટીઓ થાય છે.

આ ચિન્હ કોઈ કોઈ કેસમાં જલદીથી દેખાય છે અને કેટલાકમાં રહી રહીને ઉત્પન્ન થાય છે. કોઈ વખતે કેટલાંક ચિન્હ બહુ જ જોરમાં દેખાય છે. અને કેટલાંક મંદ સ્થિતિમાં રહે છે.

આ દરજ્જો થોડા કલાકથી તે બેથી ત્રણ દિવસ સુધી રહે છે. પરંતુ રોગચાળો ચાલતો હોય છે તે વખતે તો કેટલાક દર્દીઓમાં આ દરજ્જો પણ ગેરહાજર હોયછે.

## રોગનું બહાર પડવાનો દરજ્જો.

આ દરજ્જો પેહેલા દરજ્જા પછીજ આવે તેમ કાંઈ નક્કી નથી. કોઈ કોઈ રોગીઓમાં તો જલદીથી આ દરજ્જો દેખાયછે ને કેટલાકમાં ધીરીધીરે માલમ પડે છે. પરોઢીઆમાં જો આ રોગ લાગુ પડે તો દરદી બચી જાય છે એમ ઘણે ભાગે બને છે. ને આ દરજ્જાની પેહેલી ખાસ નિશાની પુષ્કળ પાતળો જુલાબ છે. પેહેલો દરજ્જો જયાં પેદા થતો નથી, પણ બીજા દરજ્જાથીજ રોગ જાહેર થાય છે ત્યારે પેહેલાં એક બે ઝાહડા સાધારણ પચેલા ખોરાકના થાય છે અગર વગર પચેલા ઝાહડા થાય છે અને તેમાં પુષ્કળ પાણી હોય છે. ઝાડા પાતળા પાણીવાળા, ફીકા, પીળા રંગના, જરાક અપાર દર્શક, સફેદ, કોઈ વખતે દુધના રંગના અગર ભાતના પોઆણના રંગના અને તેથીજ કરીને રાઇસવોટર સ્ટુલસ તેવા ઝાહડાને કહે છે. અને આ તેનું ખાસ ચિન્હ છે. પછી તે ઝાડા થોડી થોડી વખતે વધતા જાય છે અને કોઈ કોઈ વખત તો તે વજનમાં ઓછા થતા જાય છે પરંતુ થોડી થોડી વારે થાય છે અને કોઈ કોઈ વખતે થોડી ચુંક પણ આવે છે, ને કોઈ કોઈ વખતે જરા પણ ચુંક આવતી નથી.

ઉપરા ઉપરી ઉલટીઓ થવા માંડે છે. ઝાહડા જેટલી ઉલટીઓ થતી નથી. પેહેલી ઉલટીઓ પાતળી થાય છે, ઘણીજ જેરથી થાય છે અને તેમાં ગંધ તો ટલો સ્વાદ રહે છે. ઝાહડા અને ઉલટી હોય છે તે વખતે તરસ ઘણીજ લાગે છે અને તે કોઇપણ ઉપાયે છીપતી નથી અને દર્દી તદન થાકી જાય છે. દરદીના શરિ-

રનો અને ચેહેરાનો દેખાવ બદલાઈ જાય છે. આંખો ઉંડી પેસતી જાય છે, અને ફાટી રહે છે અને તેની આસપાસ કાળા રંગના ચક્કર થઈ જાય છે.

શરિરની ગરમી ઓછી થવા માંડે છે એટલે **શીત** આવે છે. શરિરની ગરમી માપવાના હથિયારથી ગરમી માપી હોય તો ૯૮ ડીગરીથી નિચે ગરમી રહે છે.

ગરમી ઓછી થવાથી હાથ, પગ, નાક, કાન, ઓઠ, જીભનું ટેરવું ઈત્યાદિ ઠંડા પડી જાય છે. શરિરના બીજા ભાગ થોડા તેથી વધારે ગરમ હોય છે.

**અવાજ** હમેશના જેવો રહેતો નથી પરંતુ બેસતો જાય છે. બોલતાં તે થાકી જાય છે પણ ઠીક બોલી શકે છે, **નાડી** નાહની, નબળી, તાર જેવી મંદ, અને જલદીથી દબાઈ જાય તેવી લાગે છે.

આ દરજ્જાનું દુઃખકારક ચિન્હ **હાથ પગ અને ઝાંધના ગોટલા** છે અને કોઈ કોઈ વખતે આંગળા અને પેટના ગોટલા ચડે છે. અને જો આ દરજ્જામાંથી દર્દી બચી ગયો તો ગોટલા બીજા દરજ્જા સુધીજ રેહે છે.

આ બીજો દરજ્જો ભલભલા પ્રખ્યાત દાક્તરોની અકલ ગુમ કરી નાંખે છે તેનું કારણ એ છે કે એક વખત તો દાક્તર આ દરજ્જામાં મત આપે છે કે દર્દી સુધરતો છે અને બચી જશે, જોખમમાંથી બચી ગયો છે અને એજ દાક્તર ત્યાં ને ત્યાંજ થોડીવાર પછી મત આપે છે કે દર્દી ઘણુાજ જોખમમાં છે.

આ બીજો દરજ્જો થોડા કલાક ચાલે છે અથવા કોઈ વખત એક આખો દિવસ ચાલે છે.

**ત્રીજો દરજ્જો જેમાં ઝોખો આવે છે** તે ઘણોજ ભયંકર છે. હવે જો બીજા દરજ્જામાંથી બચવા જેવું નહી લાગે તો ત્રીજા દર-

જામાં પણ બીજા દરજાનો ઝાડો ઉલટી જાર રેહે છે ને તે ઘણી વખત ઉલટી ઝાડો થતો નથી અને તે પુષ્કળ પણ હોતો નથી.

આ વખતે ઝાડો હવાનો ભરેલો, પાતળો, સફેદ, તપખીરીઓ, ચીકાસવાળો, લીલા પાણીવાળો અગર ચોખા પાણી જેવો, પેહેલાં વગર વાસનો પણ પાછળથી તે ઘણીજ બદબોવાળો આવેછે.

તરસ ઘણીજ લાગે છે ને પાણી વાસ્તે દર્દી આજીજી કરી કોઈ પણ રીતે ધરાતો નથી.

કોઈ કોઈ વખત તેને સખત ગોટલા પણ ચઢે છે.

આ દરજજો બરોબર લાગુ પડયો હોય ત્યારે દર્દીનો દેખાવ નિચે પ્રમાણે થાય છે.

દર્દી તદન કરમાઈ જાય છે, ચામડી શામ પડે છે, હાથપગના આંગળાં કાળાં અને કરમાઈ જાય છે એટલાં બધાં કે જાણે પાણીમાં ઘણીજ વખત બોળી રાખ્યા હોયની.

શરિર ઉપર જ્યાં જ્યાં હાથ લગાડીએ તો જાણે ત્યાં ત્યાં બરફ જેવું શરિર લાગે છે.

શરિરની ગરમી ઘટીને કોઈ કોઈ વખતતો ૮૨ ડીગરી જેટલી થઈ જાય છે. ઘણું કરીને કોલેરાના દર્દીની બગલમાં ૯૩ થી ૯૪ ડીગરી ગરમી રહે છે. પણ ગુદાદ્વારમાં મૂકવાથી ૧૦૦ થી ૧૦૪ ડીગરી માલમ પડે છે.

આખા શરીરે પરસેવાના ઝેબ છુટે છે.

પેહેલાં તો તે કપાળે થાય છે. પછી ચહેરા ઉપર અને છેવટે છાતી ઉપર પરસેવો થાયછે.

હૃદય સ્થાનના અવાજ સમજી શકાતા નથી. નાડી હાથના કાંડા આગળથી ખસી જાય છે અને ઘણાજ ખરાબ કેસમાં તો હાથની તેમજ ગળાની મોટી નાડીઓ પણ બંધ પડી જાય છે.

આંખોમાં કુવા પડેલા હોયછે તે વધી જાય છે ને કીકીઓ સાંકડી થઇ જાયછે જો કે સાધારણ રીતે તો તે મોટી થઈ જાય છે.

ઓઠ અને જીભ ઠંડી અને સુકી પડે છે, ગળું બંધ થતું લાગે છે, પાણી ઉતરવાની શકતી રહેતી નથી.

અવાજ ખોખરો, હલકો, અને કોઈ વખત તદન બંધ થાય છે. પેશાબ પેદા થતો તદન બંધ પડે છે.

દર્દી ઘણુજ દુઃખમાં હોય એમ લાગે છે. વારે ઘડીએ પાસાં ફેરવે છે. અને એમ ફરવાથી બહુજ થાકી જાય છે. કોઈ વખત તો ગાંડા માણુસની માફક જરા કપડું પણુ ગરમી લાગવાથી રહેવા દેતો નથી.

કોઈ કોઈ વખત તો દર્દીમાં એટલું જોર આવી જાય છે કે તે પથારીમાં બેસી રહે છે અથવા તો ઓરડામાં દોડે છે. આંખનું તેજ કમી થઈ જવાથી કોઇને તે ઓળખી શકતો નથી. અને નાક અને આંખોનો નિચલો ભાગ તરી આવે છે અને જીવતા મોતનો દેખાવ આપે છે.

આખું શરિર કાળું પડી પરસેવામાં ગરકાવ થાય છે.

સ્વાસ મેહેનતથી ચાલે છે અને જલદી જલદી ચાલે છે. તેની સંખ્યા ૩૦ થી ૪૦ થાય છે પછી બેહેરાશ આવે છે.

ઘણા દર્દીઓનું આ દરજ્જામાં સાવધપણું રહે છે.

પછી પેટ ચઢીને નગારા જેવું વાગે છે.

આવી સ્થિતિ થોડા કલાક રહે છે પરન્તુ કોઈ કોઇ વખત તો ૧૨ થી ૪૦ કલાક અગર વધારે વખત ટકે છે. આવી સ્થિતિમાં જો કે દાક્તરો તદન આશા મુકી દે છે. તો પણુ તેમાંથી દર્દીઓ બચી જાય છે; જો બચવા જેવા ન હોય તો તે દર્દીઓમાં ઉપર વર્ણવેલા ચિન્હો વધારે જોરમાં આવે છે.

ચૈહેન વધતું જાય છે અને ધીમે ધીમે લવતો લવતો મરણને વશ થાય છે.

## બચી જવાનો દરજ્જો.

ઝોભાના દરજ્જામાંથી બચવાને આશા બંધાય તોપણ તેમાં બીજા રોગ થઇ આવવાનું જોખમ થઇ પડે છે અને તેથી ભયમાંથી બચ્યો એમ ખાત્રિથી કહેવાતું નથી.

હવે જો બચવા જેવું લાગે તો તેવા દર્દીના કેસના ચિન્હો આ પ્રમાણે હોય છે. કોઇ કોઇ કેસ તો જલદીથી મટી જાય છે, પેશાબ છુટવા માંડે છે. પહેલાં તો પેશાબ ટપકે ટપકે આવે છે ને પછી ધારમાં આવી વજનમાં પણ વધે છે. આ ચિન્હ ઘણુંજ આશા ભરેલું છે. અને અહિંયાંથી બચવાનો દરજ્જો શરૂ થયો સમજવો. આ વખતમાં પણ જુજ ઝાડો, ઉલટી દેખાય છે ને જુદા જુદા રંગમાં આવી આખરે પીળો થાય છે, નાડી કાંડા આગળ માલમ પડવા માંડે છે, હૃદયસ્થાનના અવાજ પાછા સંભળાય છે.

શરિરમાં ગરમી પણ આવવા માંડે છે.

આટલું ધ્યાનમાં રાખવું કે જો બીજા ચિન્હ ના સુધરે તો માત્ર શરિરની ગરમીથી ખુશી થવાનું નથી.

શરિરમાં તેજ આવે છે. અવાજ પાછો આવે છે. સ્વાસ બરોબર સુખથી ચાલે છે, દર્દીને હજી પણ તરસ લાગે છે પણ ભુખ ઉઘડે છે. વારે ઘડીએ ઉંઘવા માંગે છે. કોઇ કોઇ વખત બધો સુધારો થઇ જતાં પણ ઉલટી જેવું એકાદ ચિન્હ એવું રહી જાય છે કે દાક્તરો પણ તે મટાડવા થાકી જાય છે.

જો કેસ બગડવાનો હોય તો શરિરની ગરમી એકલી વધે છે; ગોટલા હવે તદન બંધ થાય છે.

ઉલટીની સાથે કોઈ વખત હેડકી જારૂ થાય છે અગર ઉલટી મટી હેડકી શરૂ થાય છે.

કોઈ કોઈ વખત ઉંઘ જતી રહેછે, થોડો જ્વર આવે છે; પેટ ચઢે છે, ઓઢકાર આવેછે, અગર પેટમાં મોજો લાગેછે.

આ દરદની શરૂઆતમાં જો તાવ આવે તો એમ સમજવું કે દર્દીને જો બીજા અંતર રોગ નહી થાય તો જરૂર તે બચી જવાનો. અહિંયાં આપને જણાવવા રજા લઉ છું કે કોલેરા સીકા નામની એક કોલેરાની ઘણીજ ભયંકર જાત છે. આ જાતમાં ઝાડો ઉલટી થતાં નથી, પરન્તુ કોલેરાનું ઝેહેર એટલું તો હલાહલ ચડેછે કે તેથી તે દર્દી થોડાજ કલાકમાં મૃત્યુ પામેછે.

## કોલેરાના અંતર રોગ

૧ એટલે ખાનપાનમાં માવજત કરવામાં ઉતાવળ કરવાથી તે દર્દીને પછો ઉથલો થઈ આવેછે.

૨ બચવાના જે ઉપર લક્ષણોમાં સુધારો થવાનું કહ્યું તે લક્ષણો બરોબર દેખાય નહીં તો જોખમ આવી પડેછે.

૩ કોલેરામાં ટાઇફોઇડ ફીવર જેવી સ્થિતિ થાયછે. એટલે કેહેતાં ત્રીદોશ જેવાં ચિન્હ થઇ મુંઝારો થઈ આવેછે.

૪ પેશાબનું પેદા થવું બંધ પડવાથી પેશાબનું ઝેહેર ચઢે છે અને તે વખતે ભુલથી દારૂ અગર અફીણ આપે છે તો આ અંતર રોગ વધી પડે છે.

૫ આંખોના કૃષ્ણ ગોળમાં ( Cornea ) ચાંદી પડે છે.

૬ કોઇ કોઈ વખત શરિરના અમુક ભાગનું પોષણ બંધ પડવાથી તે ભાગ સુકાઈ મરી જાય છે, અને કાળો પડી જાયછે, પાઠાં પડેછે, ગુમડાં થાયછે, ચાંદા પડેછે અને ગાલ ફુણુઆ થઈ આવેછે

૭ જો ગર્ભવંતી સ્ત્રિઓને કોલેરા લાગુ પડે તો તેમાંથી થોડી બચે છે, થોડી છેડા છુટકાં થયા વગર મરી જાયછે પણ મોટો ભાગ તો શોભાના દરજ્જામાં એટલે(?) દરજામાં તેને કસુવાવડ થાયછે અને મુવેલું બાળક જન્મે છે. અને આવા દર્દીઓ ઘણુાજ ભયમાં હોય છે અને ઘણું કરીને તે મૃત્યુ

**કોઈ વખતે કોલેરાનો રોગ પારખી કાઢવો મુશ્કેલ પડેછે**

(૧) જેમકે કોઇએ સોમલ ખાધો હોય, ત્યારે કોલેરા જેવાં ચિન્હ થઇ આવેછે પરન્તુ સોમલના ઝેરથી ઝાડા ઉલટીમાં લોહી દેખાયછે તેમ કોલેરામાં હોતું નથી.

આ શિવાય ઉપર કહેલાં **બીજા ચિન્હો** પણ થાયછે તેમજ કોલેરાનો રોગ **બીજે ઠેકાણે** પણ ચાલતો હોય છે.

(૨) પીત્તનો ઝાડો થયો હોય અથવા કોલેરાનાં રોગ જેવો ઝાડો થઇ આવ્યો હોય તો વખતે જરા ભુલમાં પડી જવા જેવું થાયછે પણ આ રોગના ઝાડામાં પીત્તનો રંગ દેખાતો નથી તે છતાં પણ જરા કેટલીક વખત સુધી સાવચેતી રાખવી જરૂરની છે.

**રોગના પરિણામ વિષે મત આપવો તે;** રોગ ચાળાની શરૂઆતમાં મરણુની સંખ્યા ઓછી આવેછે; પણ રોગ ચાળો બંધ થવા વખતે દર્દીઓ બહુ બચતા નથી. જુદા જુદા દેશના રોગચાળામાં મરણુની સંખ્યા જુદી જુદી આવેછે; કોઇ વખતે સેંકડે ૮૦ ટકા મરણુ થાયછે પણ ઘણું કરીને ૨૫ ટકાથી તે ૮૦ ટકા મરણુ થાય છે.

દર્દીની ઉમર ઉપર ધ્યાન આપવું જરૂરનું છે પણ ૫૦ વરસ ઉપરના દર્દીઓ વધારે સંખ્યામાં મરે છે. ને તેમને આ રોગ વધારે લાગેછે. નબળા શરિરવાળા કરતાં સારા બાંધાવાળા વધારે મરેછે.

તવંગર કરતાં ગરિબ વધારે મરે છે કારણુ કે શરિર સુખ સં-

પત્તિના સાધનો ગરિબ પાસે હોતાં નથી ને હોય છે તો જેવાં જોઇએ તેવાં હોતાં નથી. અગાડી જે અમિતાહારી હોય તે માણસ જલદીથી કોલેરામાં મરેછે.

પેહેલા દરજ્જામાં માવજત કરવાથી ઘણા બચી જાય છે. બીજા દરજ્જાનાં ચીન્હો થોડા જોસમાં હોયછે તો દર્દી બચી જાયછે.

જો નાડી જતી રહી હોય, પેશાબ પેદા થતો બંધ પડયો હોય, સન્નિપાત થયો હોય, તાવ આવ્યો હોય તો ઘણું જ જોખમ સમજવું.

નાડી પાછી દેખાય, પેશાબ ઉતરવા માંડે, ઉંઘ આવે, ઝાડા બંધાઈ આવે, શરીરમાં ગરમી આવે તો સમજવું કે દર્દી બચીજવાનો છે.

કોલેરાના કેટલાક દદ રીતે થોડા કલાકમાં અગર બેથી ત્રણ દીવસમાં સારા થઇ જાયછે.

પરન્તુ અંતર રોગ થઇ આવે તો લાંબા દિવસ તે દર્દી પિડાયછે.

## કોલેરા ચિકિત્સા ( માવજત સારવાર )

આ બે પ્રકારની છે.

૧—કોલેરા થયા પેહેલાં અટકાવનારી રીત.

૨—કોલેરા લાગુ પડયા પછી મટાડનારી રીત.

'આપ સર્વે જાણો છો કે પાણી પેહેલાં પાળ બાંધો એ કહેવત ફાયદાકારક છે માટે ઘરની, કપડાની અને શરિરની સ્વચ્છતા પાળવી. છુટથી હવાની આવ જા રાખવી. ઘણી ભીડ થવા દેવી નહી. ઝેરને ખાઇ જતી દવાઓછુટથી વાપરવી. પીવાનું પાણી ગાળી વાપરવું ને વ્હેમ લાગે તો ઉકાળી ઠારી ચોખાં વાસણમાં ભરી ઢાંકી રાખી પીવું.

ઘરની ખાળો, શેરીઓની ગટરો, અને ખાળકુવાઓ, નહાવાની જગ્યાઓ, સંડાસો વીગેરે સાફ રખાવવાં. રોગ વખ્તે કુવે-

રેનટાઈન નાંખવી એટલે ત્રણ, પાંચ અગર સાત દિવસનું સુતક પાળવું. તેથી રોગચાળો ફેલાતો અટકે છે.

ઝાડા, ઉલટીમાં ઝેર રહે છે એમ માનવામાં આવેછે તેથી તેનું ઝેહેર ખાઇ જાય તેવી દવાઓ નાંખી તેમને કાઇને ઝેહેર ન લાગે તેમ નંખાવવાં અગર દટાવવાં. ઝાડા ઉલટીથી દર્દીના ઓરડાની દીવાલો, સામાન, અને જમીન બગડવાનો સંભવ છે તો તેમને પણ સાફ રખાવવાં પણ જયાં ત્યાં નાંખી દેઈ રોગ ફેલાવે છે તેમ કરવું એ ઘાતકિપણું છે. તેમાં લીસોલ નામની સસતી દવા નાંખી તેનું ઠેકાણું પાડવું.

પેસાબના અને ઝાડો કરવાના વાસણો-અગર થુંકવાના વાસણો દવાથી સાફ રાખવાં. કપડાં દવાઓમાં બોળી રાખી પછી કારબોલીક આસીડના પાણીમાં ખુબ ઉકાળી ધોવડાવવાં પણ જેમ બીજા બાળી નંખાવે છે તેમ કરવામાં કાંઇ ફાયદો નથી.

જે જે વ્હેમવાળી ચીજો હોય તેમને કલોરીનવાટરથી ધોવડાવવી. આસીડવાળા પાણીથી પણ ધોવડાવ્યાથી ફાયદો છે. પેટમાં પણ ઝેરને ખાઇ જનાર કુદરતી ગેસ્ટ્રીક આસીડ હોયછે. સલફ્યુરીક આસીડથી બનાવેલું લેમોનેડ પીવું. કોલેરાના રોગથી મરેલાંને બાળવા બેહેતર છે પણ જો દાટવાં પડે તો ઉંડા ખાડા કરી દવાઓ નાંખી દાટવાં અને કોઈનો દવાથી ધોઈ નંખાવવી. ગંધક બાલવો ફાયદા કારક છે. તેથી કોલેરાના જંતુઓ મરી જાયછે. ઘરમાં લોબાન બાળવાનો રીવાજ કેટલાક દેશોમાં છે તે શરિર સુખમાં વધારો કરનાર છે તેથી દરેક ઘરમાં લોબાન અગર ગંધક બાળી ધુણી કરવાથી કોલેરાના જંતુઓ હવામાં હશે તે મરી જશે. થોડા ખરચમાં અને થોડી મેહેનતથી સુવાના ઓરડાની બારીઓ અટકાવી ગંધક બાળવો થોડીવાર પછી ધુણી કાઢી નાખી કમાડ ઉઘાડવાં; કેટલાકને ગંધકની ધુણી ગમતી નથી પણ તે બાળ્યાથી વધારે ગુણ છે.

ખોરાક ઉપર માંખો બેસવા દેવી નહી કારણ કે માંખો પણ રોગ લેઈ આવે છે. ભારી વરસાદ પડવાથી કોલેરાનું ઝેર ધોવાઈ જાય છે અને પછી તેની શાન્તી થાય છે અથવા તો મરણ સંખ્યા ઘટી જાય છે તેવીજ રીતે વરસાદનું ભારી તોફાન થવાથી અથવા તો ભયંકર આગ લાગવાથી તેટલી જગ્યાનું ઝેર મરી જાયછે.

**કોલેરાના રોગચાળા વખતે દરેક મનુષ્યે કેમ વર્તવું તે જાણવાની જરૂર છે.**

૧ કોઈ પણ રીતે ભીનાશવાળી જગ્યામાં અગર વરસાદમાં અગર ઠંડીમાં તેમજ ઘણી ગરમીમાં ઉઘાડા ફરવું નહીં.

૨ શરિર સ્વચ્છ રાખવું અને શરીરમાં ગરમાળો રેહે તેમ વર્તવું

૩ ઉજાગરા કરવા નહીં.

૪ બધી આદતો રીતસર રાખવી.

૫ ખોરાક સાદો, પોષ્ટીક, અને જલદીથી પચી જાય તેવો દરરોજનો ખોરાક ખાવો. ઘણો જ ભારી અને સ્નેહવાળો ખોરાક ખાવો નહી કારણ કે તે પચતો નથી ને જરૂર પડે તો માફકસર ખાવો. અગાડીના અનુભવથી જે ખોરાક ભારી પડતો હોય અને અપચો કરતો હોય તે તજવો. તેમજ કોલેરાનો ઉદ્‌ભવ કરે તેવા અગાડી વર્ણવી ગયેલા કારણો દુર કરવાં તેમાં વિશેષે કરીને અમિતાહારી આદતો, કોહી જતું માંસ અને કાચાં ફળોનો ભોગ તજવો. કોઈ પણ રીતની ચિન્તા અગર વ્હેમ દુર કરવા. હમેશાં આનંદમાં રેહેવું. જુલાબ લેવો નહી ને લેવો પડે તો સુક્ષ્મ લેવો અગર ગુદાદ્વારે પીચકારી લેવી.

**કોલેરાના દરદીનો ઓરડો.**

તદન જુદો, હવાવાળો, સાધારણ ગરમીવાળો, અને સાદો અને જોઇતો સામાનવાળો હોવો જોઇએ. તેની જોડમાં બીજો ઓરડો

હોય ત્યાં જોવા આવનાર તેમજ સારવાર કરનારને બેસાડવા.

દરદીની આસપાસ સર્વેને વીંટળાઇ રહેવાની ટેવ હોય છે તે બહુજ જોખમ ભરેલી છે તેથી દર્દીને દરદમાં વધારો થાયછે તેમ જ જોવા આવનાર તથા સારવાર વાળાઓને રોગ લાગુ પડવાનો વધારે સંભવ હોય છે.

તેથી દર્દીના ઓરડામાંની કોઇ પણ ચીજ બહાર કામમાં સાફ કર્યા વગર વાપરવી નહી તેમજ જોવા આવનારે તેના ઘરનું પાણી ખોરાક અગર ચાહ પણ લેવી નહીં.

ઠંડીના દિવસમાં જો કોલેરા થાય તો તે ઓરડાઓમાં સગડીઓ મુકી ઓરડો ગરમ રાખવો.

દર્દીના ઓરડામાં તેમજ તે ઘરમાં લોબાન, સુખડ, કંદરૂપ અથવા ગંધક બાળી તેની ધુણી થોડીવાર રેહેવા દેવી કે જેથી કોલેરાના ઝેરના જંતુઓનો નાશ થઈ જશે. ઉડી જતી દવાઓ વાપરવી અથવા તો કોનડીસ ફ્લુઈડની વરાળ લગાડવી તેમાં પણ કારબોલીક આસીડ છાંટવો અગર ગંધક બાળવો. ને તેની ધુણી કરવી. આ વાત સર્વે જણાએ ખાસ ધ્યાનમાં રાખી વર્તવું.

દર્દીના ઝાડા ઉલટી પથારીમાં થવા દેવા નહી. ઝાડો ઉલટી થાય ત્યારે તેના વાસણમાં ઝેર ખાઈ જાય તેવા પદાર્થો જેવા કે કોયલો, માટી, રાખ, રેતી, કારબોલીક પાઉડર, કોનડીઝફ્લુઇડ, લીસોલ (સસ્તી દવા છે), ક્લોરાઇડ ઓફ લાઇમ ઇત્યાદી પદાર્થો મેળવી તે ઝાડા ઉલટી પાણીની સેર આવતી હોય તેનાથી દુર ઉંડા દાટવાં અને જેમ સર્વે લોકો ઘરના સંડાસમાં, ઓટલા અને આંગણા આગળ ખુલાં મૂકી દેઈ ઉઘાડાં સુકાઈ જવા દેછે તેમ કરવું તેં તેમનેજ નહી પરંતુ પડોશીને, પોળપાડાના રહીશોને અને શેહેરના રહેવાસીઓને તે ઉલટી અને ઝાડાના જીવડા સુકાઈ ગયા પછી થોડે દીવસ અનુકુળતા

પાણ્યાથી ઉછરી વધારે સંખ્યામાં હવામાં દાખલ થઇ પવન વાટે તે શહેરને તેમજ બીજા શહેરોને તેમજ પીવાના પાણીને બગાડી ભયંકર રોગચાળો ચલાવે છે તેને માટે દરેક દર્દીના કુટુંબીઓ જવાબદાર છે. વળી આ ઝેહેર પવન વાટે શેહેરો તેમજ નદીઓ તેમજ મોટા પર્વતો ઓળંગી જાય છે ને આબાદ દેશોનું જડમુળ કાઢે છે માટે હે દેશી બાંધવો આ વાતનો જરા ખ્યાલ કરી તમારા સ્વદેશીઓનું ભલુ ચાહી ઉપર કહેલી વાત ધ્યાનમાં લેશો તો હું તમારો મોટો આભારી થઇશ. આ વાતને તમારે સેહેજમાં હશી કાઢવી નહી. તેનું પેહેલું જોખમ તો તમારા કુટમ્બનેજ છે. માટે તમે તમારૂ હિત તેમજ દેશનું હિત ચાહતા હોતો ઉપર દર્શાવ્યા પ્રમાણે કોલેરા ચાલતો હોય ત્યારે વર્તશો એવી મારી ખાસ ઉમેદ અને પ્રાર્થના છે.

જોવા જનારાઓએ તેમજ સારવાર કરનારાઓએ હાથ પગ કારબોલીક સાબુથી અગર કોનડીસફ્લુઇડથી ધોઈ પાણી પીવું અગર જમવું.

**રોગ ચઢતો અટકાવનારી દવા જેને ઇંગ્રેજીમાં પ્રોફાઇલકેટીક અથવા પ્રીવેન્ટેટીવ** કહે છે તે દરરોજ કોલેરાના દીવસોમાં તન્દુરસ્ત માણસોએ સવાર સાંજ જરૂર પીવી કે જેથી આ ભયંકર રોગ ચઢવાનો સંભવ ઘણોજ ઓછો થઈ જાય છે, ડા. રૂબીન કપુરની ભલામણ કરેછે. ડા. રો અને હેરીંગ ગંધકની દા. રીચર્ડ એપ. ત્રાંબું અને વીરેટ્રમની હોમિયોપેથીક રીતે ખાસ ભલામણ કરેછે. આ વાત જરા પણ ધ્યાનમાં રાખવાથી અને તે પરમાણે વર્તવાથી હમેશાં તે રોગ વખતે શરિર સુખમાં રેહેશે, રોગ ચઢશે નહી, કુટુંબમાં મરણ થવાને સંભવ દુર થઈ ઘરમાં સંસારી કલેશ થશે નહી ને મુખ્ય માણસ મરવાથી કેટલાં કુટુંબો નિરાધાર થઈ પડેછે તેમાંનું કોઇ પણ દુઃખ આવી પડશે નહી માટે પ્રોફાઇલકેટીક

તરીકે કોઇપણ દવાનો ઉપયોગ કરવા ચુકવું નહી ને નિરર્થક વાત સમજી નજરમાંથી કાઢી નાંખવી નહી.

---

# કોલેરાનો રોગ મટાડનારી ચિકિત્સા. (દવાઓ.)

## ૧ એલોપેથીક રીત.

અસલથી કોલેરાના રોગ પેદા થવાના જુદા જુદા દાકતરોના જુદા જુદા મત અને તર્કો છે તેથી તેના ઉપાયો પણ ભીન ભીન છે. તેમાંના ઘણા ખરા હાલમાં નવી શોધો થવાથી નાબુદ થઈ ગયા છે. જેવાં કે—ફ્સ ખોલવી, કોયલો ખવાડવો, લોહીમાંથી પાણીનો ભાગ કમતી થઈ જવાથી લોહી જાડું થઈ જાય છે ને તે નહી ફરી શકવાથી નાડી ચાલતી નથી તે પાણીની જગ્યા લોહીમાં પુરવાના વિચારથી ફ્સ ખોલી ખારા પદાર્થોના પાણીની પીચકારી મારતા હતા તે પણ દુર થઈ છે.

દા. મેકનેમારા—સલ્ફ્યુરીક આસીડ અથવા તો તેની સાથે નાઇટ્રીક આસીડ આપવા ભલામણ કરે છે.

કેટલાક—કેલોમેલ, એરંડીયું તેલ આપી જુલાબ મારફતે ઝેર કાઢી નાંખે છે.

ત્રીજા દરજામાં:—મદ્યપાન કરાવે છે અને એટલો બધો તો દારૂ, ઈથર અને એમોનીયા ઈત્યાદિ આપે છે કે રોગ સુધરવાને બદલે તેમાં વધારો થાય છે કારણ કે શરિરમાં સોષણ કરવાની શક્તિ જતી રહી હોય છે તેથી તે સ્ટીમ્યુલન્ટનો મોટો ભાગ પેટમાં અને આંતરડાંમાં વગર હજમ થયે પડી રેહે છે. અને તેની ખરાબ અસર ચોથા દરજ્જામાં જાહેર થાય છે.

જો જરૂર લાગે તો થોડો અર્ક આપી જોવો અને તેનાથી નાડીમાં

સુધારો થાય તો આપવો. ને સુધારો માલમ ના પડે તો બંધ કરવો. કારણ કે શરિરમાં તેનું સોષણ થતું નથી. વાસ્તે વગર વિચારે લેવો પણ નહી તેમ કોઇને આપવો પણ નહી.

ગોટલા ચઢે છે ત્યારે પગે રાઇના પ્લાસ્તરો લગાડે છે. અફીણના સત્વની પીચકારીઓ મારે છે. કલોરોફોરમ સુંઘાડે છે પણ મુખ્ય કરીને ગરમી રાખવા સુઠ કંકોડી અગર ટરપીટન ( નખનેલ ) અથવા કલોરોફોરમનું તેલ ઘસાવે છે.

૧૮૭૩ના મોટા રોગચાળામાં અમેરીકામાં કલોરલ હાઇડ્રેટ, ઉલટી, ઝાડો બંધ કરવા વાપર્યું હતું અને તેથી ઉંઘ લાવતા હતા. પારો, અફીણ, બ્રોમાઇડ, પોટાસોકલોરાસ એમોનીયા, કારબોલીક આસીડ ઇત્યાદિ વાપર્યાં હતાં.

સુકી ગરમી, બરફ, બરફનું પાણી. અફીણની પીચકારીઓ—એટ્રોપીન અને ક્વીનાઇનની પીચકારીઓ, સલફયુરીક આસીડ ડાઇલ્યુટ અને અફીણનો અરક, કપુરનો અરક, કલોરોડાઇન વાપર્યાં હતાં.

હાલની શોધ પ્રમાણે તો કેલોમેલ, એરંડીયું તેલ, કલોરોફોરમ સહીત કપુરનો અરક, ટરપેનટાઇન વપરાય છે. અફીણવાળી દવાઓ કદી વાપરવી નહીં. આ સ્થળે આપને જણાવવાની રજા લઉં છું કે, હાલમાં જેમ તેમ વગર વિચારે અને સાધારણ લોકોની અજ્ઞાનપણથી લોકો કલોરોડાઇન, પેનકીલર, કોલેરા મીક્ષચર, પેનેશીયા ઇત્યાદિ અને જેવા તેવી ગાંધીની બનાવેલી, નામના કેમીસ્ટોની તેમજ ઊંટવૈદુ કરનારાઓની તેમજ ડ્રગીસ્ટોના પાટીઆં મારી બેઠેલા તેમની બનાવટોની દવાઓ તેમજ જામાયું. ઉકાળો, અથવા અફીણવાળી દવા વાપરે છે ને અમુલ્ય પ્રાણનો નાશ કરે છે તેમ કરવું તે યોગ્ય નથી. પાણી પહેલાં પાળ બાંધો એ કહેવત પ્રમાણે અજ્ઞાનને હાથે બચવું તેના કરતાં વિદ્વાનને હાથે મરવું વધારે પસંદ કરવા

લાયક છે, એમ તે ડાહ્યા માણસનું કર્તવ્યકર્મ છે. કપુરનો કલોરોફોરમમાં બનાવેલો અરક વધારે સારો છે.

બ્રોમોલ નામની દવા હાલમાં વધારે ફાયદાકારક નીવડી છે ને તે સર્વે દરજાામાં અપાય છે.

કેટલાક દાક્તરો હાલમાં ૧૦૪ ડીગરીની ગરમીવાળુ માયફ્ઝીના સત્વના પાણીથી પેટ ધોઈ નાંખી ઉલટી ઝાડો મટાડે છે. ખારા પદાર્થોનું પાણી કરી તેને ફસ ખોલો નાડી મારફતે ચઢાવવામાં આવે છે તે પણ ફાયદાકારક નીવડી છે ને તે ફસ મારફતે ૪ થી પાંચ શેર સુધી પાણી દાખલ કરે છે. કપુરનો અર્કચામડી મારફતે પીચકારીથી શરીરમાં દાખલ કરવામાં આવે છે તેથી પણ સારા ફાયદા થયાછે. ગરમી રાખવા માટે અને લોહી ફરતું રહે તેને માટે ગરમ પાણીની બાટલીઓ ફેરવવી.

ઉલટી અને તરસ માટે બરફ, બરફનું પાણી છુટથી આપવામાં ફાયદોછે. દાક્તર હેફકીને આ રોગના જંતુઓને મારવાના તર્કથી કોલેરાના જંતુઓ કાઢી તેને ઉછેરી તેની રસીની પીચકારી મારવા વિચાર ચલાવ્યો હતો પરન્તુ તે ઉપાય હજી સુધી ફતેહમંદ નિવડયો નથી. કારણ કે તે રસી મુકાવેલા દદદીઓને ૪થી ૭ અઠવાડીઆમાં કોલેરાનો રોગ લાગુ પડેલો છે.

તરસ કોઈ પણ રીતે છીપતી ન હોય તો ચાહ, કાફી અને ગરમ પાણીમાં થોડી બ્રાન્ડી વીસકી અગર શેમપેન નાંખવાથી ફાયદો થાય છે પણ સખત દારૂ પાવામાં ગેરફાયદો છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે કોલેરાની એલોપેથીક રીતે દવા થાય છે.

---

## ૨. હોમિયોપેથીકની નવી રીત.

નવી દવા કરવાની રીતને હોમિયોપેથીક રીત કહે છે જેનો

શોધ કરનાર પ્રખ્યાત ડાક્તર હેનીમાન થઈ ગયો.

આ રીતે કોલેરાની દવા કરવાથી મરણ સંખ્યા પાંચ ટકાથ. ૧૫ ટકા આવીછે.

એલોપેથીક રીતે દવા કરવાથી મરણ સંખ્યા વધારે આવેછે.

હોમિયોપેથીક રીતે દવા કરતી વખતે દરદીને તેમજ તેની સારવાર કરનાઓને બહુ મહેનત અને અડચણો પડતી નથી. માત્ર દવા પીધાથી આરામ થઈ જાયછે. જેમકે જો શરિરના જુદા જુદા ભાગોમાં ગોટલા ચઢે તો એલોપેથીક રીતે કેટલે ઠેકાણે પ્લાસ્તરો મુકે કેટલી ચામડીમાં પીચકારીઓ મારે અને કેટલા આદમીઓ શરીર ઘસે.

હોમિયોપેથીક રીતમાં તો માત્ર દવા પીધાથી સર્વે ચિન્હો દુર થઈ જાયછે.

હવે રોગ શરૂ થયો તે વખતે હોમિયોપેથીક દવાઓનો જો ઉપયોગ કર્યો હોય તો એલોપેથીક રીતે કરતાં ઘણા દરદીઓનો બચાવ થશે.

કોલેરાનો દરદી દા. હેનીમાને જોયો નહોતો તે પહેલાં કપુર વધારે પી જવાથી ઝેર લાગેલાં દર્દીઓ જોઇને ભવિષ્ય વાણી કરી હતી કે કોલેરામાં કપુર એ બહુજ રાસી દવા નિકળશે ને તે કપુર કોલેરાની શરૂઆતમાં ઝાડા ઉલટી થાય ત્યારે દસથી ૧૫–૧૫ મીનીટે પાંચ પાંચ ટીંપા બે કલાક સુધી આપવાથી શરીરમાં ગરમી આવશે ઝાડો ઉલટી બંધ થઈ જશે ને દરદી જોખમમાંથી બચી જશે.

૧. નેપલ્સના પ્રખ્યાત ડાક્તર રૂબીને કપુરથી ૧૮૬૫–૬ માં ૧ દરદીઓની દવા કરી પણ તેમાં એકપણ મૃત્યુ થયું નહી.

૨. કપુરથી ના મટે તો વીરેટ્રમ કરીને વનસ્પતિની દવા છે આપવી. જો પુષ્કળ ઉલટી ઝાડો અને શરીરે શીત આવે તો

આ આપવાથી ઘણા દરદીઓ બચી જશે.

૩. ત્રાંબુ—(કયુપ્રમ)

પગે હાથે અને પેટે ગોટલા ચઢવા શરૂ થાય ઝાડો ઉલટી અને ચુંક આવતી હોય અને શરીર ટાઢું લાગે તો આ દવા આપવાથી બહુજ સારો ફાયદો થાયછે.

૪. સોમલ. (આર્સેનીક)

ત્રીજા દરજ્જામાં દર્દી માલમ પડે તો સોમલ આપવો, પરંતુ આના કરતાં પણ સરસ દવા આ વખતે વછનાગ છે તે પીધાથી શરીરમાં ગરમી આવી જાય છે. આ દરજ્જામાં પેહલું જોખમ પેસાબ પેદા થતો બંધ પડવાનું છે. તેને માટે ટરપેનટાઇન. કેનથારીસ, અથવા તો કાલીબાઇક્રોમ નામની દવા અપવામાં આવે છે ને છેલ્લા દવાથી દા. ડુરડેલે ૧૨ કેસમાંથી ૧૧ દર્દીઓ બચાવ્યા હતા.

બીજું તેમન કાલેગમાં ટાઇફોઇડફીવર જેવો જવર આવે છે તે વખતે એસીડફોસફેરીક આપવો.

ફેફસામાં અને હૃદય સ્થાનમાં જો ગભરાટ થાય તો હોમિયાપેથીક આસીડ હાઇડ્રોસાયાનીક આપવાથી ફાયદો થાય છે.

દર્દી હમણાં મરી જશે, એમ લાંબી લાંબી મુદતે ઉંડો અને ધીમો દમ લેતો દેખાય, નાડી જતી રહી હોય, ડચકા ખાતો હોય, એમ લાગે તો આ દવા આપવાથી ઘણા જાન બચી ગયા છે.

અવાજ કરતી હેડકી આવતી હોય તો સાઇકુટાવીરોસા, નામની દવા આપવાથી ફાયદો થાય છે. હોમિયોપેથીક દવાઓ આપી મટાડવાની આ ટુંકી રીત છે ને અંગ્રીજ સહુ થી સુગમ અને વગર ભય ભરેલી છે માટે તે જરૂર પોતાના કુટુંબોમાં વગર વ્હેમે દાખલ કરવી. કારણ કે આ રીતે હરકોઇ દવા ખરીદ કરી તેના લક્ષણ પરમાણે આપી શકે છે. ને તેથી મરણની સંખ્યા જુની રીતે દવા આપવાથી ઓછી આવે છે એ મહોટો ફાયદોછે.

અત્રે ખાસ માગી માગું છું કે—દર્દીઓએ કા ... ઓ.
વાપરવી તે તેઓની મુનસફી ઉપર રાખવું.

**દરદીનું ખાનપાન.**—કોલેરાના દર્દીને બરફ, બરફ પાણી, ટાઢુ પાણી અને ટકી શકે તો દુધ શિવાય બીજું કાંઈ આપવું નહી. તદન ચાહ, કાફી, કોઇપણ જાતનો આસવ, રાબડી, ચૂર્ણ, ક્વાથ, ઉકાળો, અફીણવાળી દવાઓ, જે કોઈ કહે તે દવા, દુધ ભાત અથવા તો જાડી કાંજી વીગેરે કાંઈ ઘટ્ટ પદાર્થ આપવો નહી. માત્ર બરફ પાણી અને દુધ આપવું ને રેહેને રેહેને મટયા પછી ખોરાક પાતળો હલકો અને ચીકાસ વગરનો આપવો. તેમ જો નહી કરો તો કોલેરાનો બીજો ઉથલો થઈ આવશે ને તે મરણને વશ થશે.

મેહેરબાન ગૃહસ્થો.

હવે આપની તરફથી એવી ઉમેદ રાખું છું ને વિશ્વાસથી જોઉ છું કે મારી અલ્પ મતિ પ્રમાણે આ વિષયપર જે બે બોલ મેં ઉચ્ચાર્યા છે તથા તમારી ખાતરી થઈ હશે કે જે જે વાત કહી તે જો બરોબર પાળવામાં આવશે તો તમારા કુટુંબના તેમજ આપણા દેશના સ્વદેશી ભાઈઓ આ રોગના ભોગ થઈ પડશે નહી એવી તમારી મે ખાત્રી કરી છે એમ માનવામાં મને બહુજ આનંદ થશે.

હવે છેલ્લી આપ પ્રત્યે મારી એવી પ્રાર્થના છે કે તમો બધા આવા પારમાર્થિક કાર્યમાં સામેલ થઈ કોલેરા આપણો જે મોટો દુ-મન છે તેનો પરાજય કરવા કમર બાંધી તૈયાર થાઓ, ગરીબોને આ રોગમાંથી બચાવો, અને સ્વચ્છપણું, મોનાહારપણું, સારી હવાની આવજા, રોગ લાગતાં અટકાવનારી તેમજ રોગ ચઢ્યા ...
ટાળનારી દવાના હથીઆર વાપરી આ નિર્દય દુશ્મનને ...
ને આપણા જુના અને પ્રખ્યાત શેહેરમાં શાંતિ ...
વાપિ ... દેશી ભાઈઓ તરફ ... ફરજ

# ડા. હૉલનું કૉલેરા રક્ષક.

## પાણી પહેલાં પાળ બાંધો.

આ કૉ... રક્ષક કૉલેરાનો રોગ ચઢતાં અટકાવનાર તથા મટાડનાર તરીકે રામબાણ દવા છે.

કૉલેરા રક્ષક વાપર્યાથી સેંકડે ૯૫ માણસને કૉલેરા થતો નથી. અને તે કપુરના અરક કરતાં વધારે સ્વાદિષ્ટ અને ગુણકારી છે.

અગાઉ કૉલેરાના રોગચાળા વખતે આ દવા ઘણીજ ફાયદાકારક સિદ્ધ થઈ છે.

કૉલેરા રક્ષકથી હજારો આદમીઓને કૉલેરા ચઢ્યો નથી તેને માટે જુદા જુદા દેશના પ્રખ્યાત ડાકતરો તે હુ-રથી વાપરે છે અને ખાસ ભલામણ કરે છે. કૉલેરાનો રોગ જો ત્રીજા દરજ્જા સુધી લાગુ પડ્યો હોય છે તોપણ કૉ-લેરા રક્ષકથી રોગીઓ બચે છે અને બચી ગયા છે એટલે કહેતાં જો ઉલટી, ઝાડો, પગના અને જાંઘના ગોટલા અને પેશાબનું પેદા થવું બંધ પડવું આટલા ચિન્હ લાગુ પડ્યાં હોય તો પણ કૉલેરા રક્ષક મટાડે છે.

કૉલેરાનો રોગ જે જે દેશમાં ચાલતો હોય તે તે દે-શના તેમજ બીજા દેશના દરેક કુટુંબે તેમ મુસાફરોએ આ અસરકારક જાદુઇ કૉલેરા રક્ષકની એકાદ શીશી જુજ કિંમતે લઇ પોતાની પાસે રાખી દરરોજ તે જરૂર પીતા રહેવું, કારણ કે આ દવા પીવાથી કૉલેરા લાગુ પડવાની દહેશત દુર થાય છે અને અમુલ્ય પ્રાણ બચી જાય છે.

નકલી માલથી દુર રહેજો. ડાકતર હૉલનું કૉલેરા રક્ષક એકજ છે.

કૉલેરા રક્ષક સર્વે દવા વેચનારાને ત્યાંથી મળે છે. કી શીશી એકના આના આઠ.

સ્થાનના ખાસ એજંટ—ડાકતર જમનાદાસ પ્રે
એમ. એન્ડ. એસ. મુંબઈ અમદાવાદ,
એજંટો જોઇએ છે.